

સુરત, ભાગાતળાવ રોડપર આવેલા
"ચંદ્ર" પ્રિન્ટીંગ પ્રેસમાં રતિલાલ દુર્લભદાસે છ

# દેવી દમયંતી.

## અથવા

## કલિ કૌટિલ્ય

### નામક નાટકનો પ્રવેશાનુક્રમથી સંક્ષિપ્ત સાર.

---

## પુર્વ ચરિત્ર.

નિષધ દેશનો નળરાજા શુરવીર, રૂપ સુંદર અને વેદવેત્તા વિદ્વાન હતો તેમજ સ્ત્યવિધા અને અશ્વવિદ્યામાં પણ અદ્વિતીય હતો, અર્થાત્ તે એવી રીતે સર્વ સદ્ગુણસંપન્ન હતો અને તેનામાં જો કોઇ પણ દુર્ગુણ હોય તો એટલોજ કે, દ્યુતનું વ્યસન તેને વળગેલું હતું. દમયંતી વિદર્ભદેશના રાજા ભીમકની એક માત્ર કન્યા હતી અને તે પણ અતિશય લાવણ્યમથી તથા વિદુષી હતી. એ ઉભયમાં એક બીજાના રૂપગુણની ખ્યાતિ સાંભળીને પરસ્પર પ્રેમ બંધાયો હતો દમયંતી દીવસ અને રાત નળના દર્શન માટે આતુર રહ્યા કરતી હતી. એવામાં રાજા ભીમકે દમયંતીના સ્વયંવરની તૈયારી કરી અને સર્વ દેશના રાજાઓને આમંત્રણ મોકલવામાં આવ્યા. દમયંતી દેવાગનાઓથી પણ વિશેષ સુંદર હોવાથી તેના હસ્તને મેળવવાની આશાથી તેના સ્વયંવરમાં ઇંદ્ર, અગ્નિ, વરુણ અને યમ આદિ દેવો પણ આવ્યા હતા. દમયંતીના નળમાં બંધાયલા સ્નેહની વાર્તા એ દેવોના જાણવામાં હોવાથી તેમણે સ્વયંવરમાં નળ રાજાનું રૂપ ધરીને દમયંતીને

[illegible]કર્યો, પણ દમયંતીએ અમુક ચિન્હથી પોતાના પ્રિયકર નળને ઓળખીને તેના ગળામાંજ વરમાળ આરોપી અને નળ તથા દમયંતી પતિપત્ની થયાં દમયંતીની એક નિષ્ઠતા અને દઢતાથી પ્રસન્ન થઇને ઉપર્યુક્ત ચાર દેવોએ નળ રાજાને કેટલાક વર આપ્યા કે જેના યોગે પછીથી નળરાજા કોઇપણ પ્રકારના સાધન વિના અગ્નિ તથા જળને ઉત્પન્ન કરી શકતો હતો અત્યંત સ્વાદિષ્ટ પાક નિષ્પન્ન કરી શકતો હતો અને ગમે તેવાં સંકુચિત દ્વારમાં નમ્યા વગર પ્રવેશ કરી શકતો હતો. અસ્તુ. એ સ્વયંવર પ્રસંગે કલિ પણ આવવા નીકળ્યો હતો, પણ તે એક દિવસ મોડો પહોંચ્યો અને માર્ગમાંજ તેને દમયંતીના નળ સાથે લગ્ન થઇ ગયાના સમાચાર મળ્યા એ દિવસથી દુષ્ટ કલિના હૃદયમાં નળ સંબંધી વિષયક દ્વેષની અગ્નિ જાગ્રત થયો.

કેટલાક કાળ પર્યંત તો પોતા મિત્ર દ્વાપર અને અન્ય દેવોના સમજાવ્યાથી કલિ પોતાના દ્વેષને દબાવી શાંત રહ્યો અને બાર વર્ષ જેટલો કાળ વીતી ગયો. એ કલાવધિમાં નળ તથા દમયંતીને એક પુત્ર અને એક પુત્રી એવી રીતે બે સંતાન રત્નોની પ્રાપ્તિ થઇ ચુકી હતી અને પ્રેમી દંપતી અતિશય આનંદમાં પોતાનો સમય વીતાવતા હતાં. કલિના હૃદયમાંથી દમયંતીનું લાવણ્ય ખસતું ન હોવાથી તે દિવસ રાત દમયંતીની મુર્તિને પોતાના હૃદય નેત્ર સમક્ષ ઉભેલી જોયા કરતો હતો. અર્થાત નળને દમયંતીના સમાગમથી સુખના શિખરપર ચઢેલો જોઇ. તેના હૃદયમાંનો દ્વેષ નવેસરથી ઉભરાઇ આવ્યો અને તેણે નળને પાયમાલ કરી દમયંતીને મેળવવાના કુટિલ પ્રયત્નનો આરંભ કર્યો. એ સમયથી આપણા પ્રસ્તુત નાટકનો આરંભ થાય છે.

# અંક ૧ લો

**પ્રવેશ ૧ લો—કલિની ગુહા—**હૃદય ચક્ષુથી દમયંતીના આકારને નિહાળતો કલિ તેના સૌન્દર્યની પ્રશંસા કરતો દેખાય છે અને તેને પ્રાપ્ત કરવાનો પોતાનો નિશ્ચય થવાથી પોતાના સહાયક કામદેવ, રતિદેવી, માયા અને મદિરાનું આવાહન કરતા તેઓ ત્યાંજ પ્રગટ થાય છે. કલિ તેમને નળના તપોવનવાસી થએલા પિત્રાઇ પુષ્કરના દર્શન કરાવી તેના હૃદયમાં કામવાસના ઉપજાવવાની આજ્ઞા આપે છે અને તેમના અદ્દશ્ય થવા પછી કલિ નળના સર્વનાશની પ્રતિજ્ઞા સાથે પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૨ જો—વિદર્ભ દેશની રાજધાની પાસેનું તપોવન—**કામદેવ, રતિદેવી, માયા અને મદિરા પોતાની શકિતથી ગ્રીષ્મકાળ હોવા છતાં તપોવનમાં વસંતકાળની છટા લાવે છે. સરિતા સ્નાન કરી પાછો વળેલો પુષ્કર અકાળ વસંતની શોભાને જોઇ વિસ્મિત થાય છે અને આશ્ચર્ય દર્શાવે છે. એટલામાં એક માંડલિક રાજાની મહા સૌંદર્યવતી કુમારી કન્યા વૈજયંતી પોતાની સખીઓ સાથે વનવિહાર માટે આવે છે અને કામદેવે પુષ્કરપર પોતાના કુસુમશરનો પ્રહાર કરેલો હોવાથી પુષ્કરનું ચિત્ત વૈજયંતીમાં આસકત થાય છે. અને વૈજયંતી પણ પુષ્કરના સૌંદર્યને જોઇ તેની તરફ આકર્ષાય છે. પ્રથમ વૈજયંતી તથા સખીઓનો વિનોદ અને પછી પુષ્કર સાથે વૈજયંતીનો વાર્તાલાપ, પ્રેમ બીજનું આરોપણ અને મહત્વાકાંક્ષાનો આરંભ, વૈજયંતીનું ગમન અને પુષ્કરના હૃદયમાં કામ વાસના સાથે

તેની અંગીભુત રાજ્ય તૃષ્ણાનો ઉદ્ભવ, કલિનું એક રાજાના સ્વરૂપમાં આવી પોતાને તેના પિતાના એક મિત્ર તરીકે ઓળખાવી પુષ્કરને નળ સાથે દ્યુત રમી રાજ્ય મેળવવાનું જણાવવું. કલિની માયામાં સપડાયેલા પુષ્કરનું તપોવનને ત્યાગી નિષધ રાજધાની પ્રતિ પ્રયાણ અને ત્યાર પછી કલિના મુહમાનવ જાતિની મુર્ખતા વિશે ઉદ્ગાર કલિના જવા પછી રતિદેવી માયા તથા મદિરાના કલિની સત્તા વિશે સંબોધક ઉદ્ગાર અને તેમનું પ્રયાણ.

**પ્રવેશ ૩ જો–માંડલિક શૈલરાજનું ઉદ્યાન**–કોઇપણ પ્રકારે પ્રકાશમાં આવવા માટે હડકાયો થએલો વૈજયંતીનો ભાઇ અને માંડલિક શૈલરાજ પોતાના પ્રકાશમાં આવવા વિશેના વિચારમાં નિમગ્ન છે એટલામાં એક મહાત્માના સ્વરૂપમાં કલિ પ્રવેશ કરે છે. અને પુષ્કર ચક્રવર્તિ થવાનો છે. માટે તું તારી ભગિની વૈજયંતીને તેની સાથે પરણાવ એટલે ચક્રવર્તીના સાળા તરીકે પ્રકાશમાં આવીશ એમ જણાવી એક કાંકરે બે પક્ષી સારવાના પ્રયત્નમાં ફાવે છે. મૂર્ખ શૈલરાજ ચક્રવર્તિના સાળા તરીકે પ્રકાશમાં આવવાની ભાવિ આશાથી ફુલાઇને હર્ષથી છલકાઇ મહા વિલક્ષણ વિચારો પ્રદર્શિત કરતો પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૪ થો–નળરાજાનું ગ્રીષ્મસદન**–દમયંતીના સ્વયંવરનો વાર્ષિક મહોત્સવ હોવાથી અધિકારી મંડળ તથા દાસ દાસી આદિનું આનંદ પ્રદર્શન, નળનું આગમન અને સર્વના અભિનંદનનો સ્વીકાર, દમયંતીના આવ્યા પછી દંપતીના આનંદ દર્શક ઉદ્ગાર, દેવોનો દમયંતીને આકાશ વાણી દ્વારા આશીર્વાદ, ઇંદ્રની પ્રેરણાથી

રંભા, ઉર્વશી અને મેનકા આદિ અપ્સરાઓનું અભિનંદનાર્થે આગમન, ત્યાર પછી પુષ્કારના દૂતનું દ્યુત માટેનું નિમંત્રણ પત્ર લઇને આવવું અને નળરાજાએ પુષ્કર સાથે દ્યુત રમવાનો કરેલો સ્વીકાર. ત્યાર બાદ અપ્સરાઓનું નૃત્ય સંગીત.

**પ્રવેશ ૫ મો—પુષ્કરનો વાસ**—પતિનો વિયોગ અસહ્ય થવાથી અને પુષ્કર ત્રણ માસ પર્યન્ત નળ સાથેના દ્યૂતમાં પ્રવૃત રહેવાથી બોલાવ્યા વીના રાજધાનીમાં આવેલી પ્રેમાતુર વૈજ્યંતીનું આગમન અને તેનો પતિ સાથે મેલાપ દંપતીનો અવર્ણનિય આનંદ તેમના જવા પછી શૈલરાજનું પોતાના બે ખુશામદી ટટ્ટુ મિત્રો સાથે આગમન અને મિત્રોની "બધા જો ધાન્ય ખાયે તો અમે બસ ધુળ ખાઇશું !" ના તત્વને અનુસરીને બતાવેલી યુકિત પ્રમાણે સંસારના નિયમથી વિરૂદ્ધ વર્તન કરી પ્રકાશમાં આવવાનો શૈલરાજનો દૃઢ નિશ્ચય, તેના જવા બાદ મુર્ખની મુર્ખાઇ વિશે ચંદન નંદનના ઉદ્દગાર.

**પ્રવેશ ૬ ઠો—દેવી દમયંતીનો આવાસ**—નિત્ય નળરાજ જુગારમાં સર્વસ્વ હારતો જાય છે અને રાજ્ય ખોવાની અણીપર આવી લાગ્યો છે એવી પરીસ્થીતી હોવાથી દમયંતી શોક કરે છે અને છેવટે ઇન્દ્રસેન તથા ઇંદ્રસેનાને બોલાવી સારથી વાર્ષ્ણેય તથા દાસી બૃહત્સેના સાથે પોતાના પીતાને ભીમક રાજાને ત્યાં મોકલવા માટે અશ્રુપાત સાથે વિદાય કરે છે. માતા તથા બાળકોનો વીયોગ વેળાનો હૃદયભેદક આક્રંદ અને છેવટે વિયોગ.

**પ્રવેશ ૭ મો—નળરાજનું સભાસદન**--કલિની કપટ વિદ્યાની પ્રતાપથી નળરાજનો દ્યુતમાં પરિપુર્ણ પરાજય અને રાજ્ય

પણ છેવટે જવાથી પુષ્કરને તેને દમયંતીને દાવમાં મુકવાનો ઉપદેશ નળનો ક્રોધ અને તેથી સીધાને ત્રિનાજી પુષ્કરની નળ દમયંતીને મુલ્યવાન વસ્ત્રો તથા અલંકાર આદિ ત્યાગી સાદાં વસ્ત્રો પહેરી પોતાના રાજમાંથી ચાલ્યા જવાની આજ્ઞા. આ પ્રજાજનોને નળ તથા દમયંતીને કોઇ પણ પ્રકારનો આશ્રય ન આપવાની આજ્ઞાથી આ ઉશ્કેરાયલા અધિકારી વર્ગ તથા પ્રજા વર્ગની બળવા માટે તૈયારી. શૈલરાજની વનચેષ્ટા અને એટલામાં નળનું આવી પ્રજાનું સાંત્વન કરવું, ધર્મીષ્ટ દંપતીનું વનગમન.

(ટેબ્લો)

---

## અંક ૨ જો

---

**પ્રવેશ ૧ લો**—અરણ્ય-ઘુતાં નળે દમયંતીને ન મોકલવાથી દમયંતીને મેળવવાની પોતાની આશામાં નિષ્ફળ થએલો કલિ પોતાની આશાને સફળ કરવા માટે બીજી કોઇ યુક્તિ યોજવાનો વિચાર કરે છે. નળ તથા દમયંતી સરોવર તીરે એક વસ્ત્ર પહેરી ( કારણ કે, એક પક્ષીને પોતાના વસ્ત્ર વડે પકડવા જતાં તે પક્ષી નળના વસ્ત્ર સાથે ઉડી જવાથી બન્નેને એકજ વસ્ત્રથી શરીર ઢાંકવાની અગત્ય પડી હતી) સૂતાં, હતાં એટલામાં નળ તૃષાતુર થવાથી જળપાનની ઇચ્છા કરે છે, પણ દેવી જાગી જશે. એમ ધારી અચકાય છે, કલિ એક શસ્ત્ર ફેંકે છે, અને નળ અર્ધ વસ્ત્ર કાપી પાણી પીવા જાય છે. એટલામાં કલિની પ્રેરણાથી જલદેવી તેને દમયંતીને વનવાસમાં ન

રાખવાના અને તેના પિતાને ત્યાં મોકલવાનો ઉપદેશ આપે છે, નળ તે એકલી પડશે તો પિતાને ત્યાં જઇ બાળકો સાથે મળી સુખી થશે, એવી ધારણાથી દમયંતીને ત્યાગી જાય છે, તેના જવા પછી દમયંતીનો જાગૃત થતાં વિલાપ, જળદેવી સાથે સંવાદ અને નળને શોધવા માટે વનેવનમાં ભટકવાનો તેનો નિશ્ચય તથા નળ નામના જપ સાથે પ્રયાણ.

**પ્રવેશ ૨ જો—વૈજયંતીનો આવાસ**—વૈજયંતી તથા તેની સખીઓનો શૃંગાર વિષયક પરસ્પર વાણી વિનોદ, પુષ્કરનું આગમન અને વૈજયંતીની રાજસભામાં પણ ન જવા માટેની અને નિરંતર પોતાની પાસેજ રહેવા માટેની તેને પ્રાર્થના. પત્નીની ઇચ્છા પ્રમાણે પુષ્કર શૈલરાજને બોલાવી રાજ્ય [illegible] ચલાવવાના સર્વ અધિકાર તેને આપે છે. શૈલરાજ રાજાનો પ્રતિનિધી થવાથી ફુલાય છે. પતી પત્નીનો પરસ્પર વાણી વિનોદ.

**પ્રવેશ ૩ જો—નિબિડ અરણ્ય**—નળના શોધમાં નીકળેલી ક્ષુધા અને તૃષાથી પીડાતી દમયંતીને ઉપકારના ભારથી દબાવી પોતાના કબુમાં લાવવા માટે કલિ એક મયારો અજગરને ઉત્પન્ન કરે છે. તે નિદ્રિત દમયંતીને ગળવા માંડે છે અને કલિ એક પારધીના સ્વરૂપમાં આવી અજગરને મારી દમયંતીને બચાવીને ઉપકારના બદલામાં પ્રેમની યાચના કરે છે. દમયંતીનો શ્રાપ અને શ્રાપની સમાપ્ત પહેલાજ પૃથ્વીમાં ઉતરી જઇ કલિનું શ્રાપના પરિણામમાંથી છટકી જવું, એજ સમયે ચેદિરાજ સુબાહુની રાણી વિશાલાક્ષી તથા સુનંદાનું મૃગયા માટે ત્યાં આવી પહોંચવું. દમયંતીને કુલિન કામિની જાણી તેમનું આશ્વાસન અને એક દાસી તરીકે દેવી દમયંતીનું તેમની સાથે પ્રયાણ.

**પ્રવેશ ૪ થો—અરણ્ય વિભાગ**—નારદના શ્રાપથી અગ્નિમાં સપડાયલો કર્કોટક દેખાય છે, એટલામાં દમયંતીને ત્યાગી શોક કરતો અને અરણ્યમાં ભટકતો નળ તેને અગ્નિમાંથી કાઢે છે અને કર્કોટક તેના કલ્યાણ માટે તેને ડંશ કરી વિદ્રુપ બનાવી પુનઃ મુળ સ્વરૂપને પામવા માટે એક વસ્ત્ર આપે છે, આ ઘટના પછી મૃગયા કરવા નીકળેલો અયોધ્યાનો રાજા ઋતુપર્ણ ત્યાં આવી લાગે છે. નળ સાથે તેનો પરિચય અને નળનું તેના સારથી તરીકે બાહુક નામથી તેની સાથે અયોધ્યા પ્રતિ પ્રયાણ.

**પ્રવેશ ૫ મો—રાજનંદિની સુનંદાનો આવાસ**—સુનંદાનું દાસી કૃત્ય કરતી પતિ વીયોગીની દમયંતીની માનસિક વ્યથા, અને સુનંદાના સ્નાન માટેની તૈયારી કરવા જવું નવોઢા સુનંદાના યૌવન વિષયક ઉદ્‌ગાર અને ત્યાર પછી પોતાની રત્નમાળા દમયંતીને સોંપી તેનું સ્નાન માટે સ્નાન ગ્રહમાં જવું. પછીથી અંગોછો લેવા માટે રત્નમાળાને ખુંટીએ ટાંગી દમયંતીનું અંદર જવું અને કલિનું ત્યાં પ્રગટ થઇ રત્ન માળાને ચોરી અદ્રશ્ય થવું. સુનંદા આવી માળા માગે છે; પણ તે ન દેખાવાથી દમયંતી ગભરાય છે; સુનંદા દમયંતીને ચોર ધારી પોતાના માતા પીતાને બોલાવે છે અને રાજા ન્યાયાસન સમક્ષ ન્યાય થાય ત્યાં સુધી દમયંતીને કાળાગૃહમાં રાખવાને મોકલે છે. દમયંતીનું ધૈર્ય અને સત્ય નિષ્ઠા, સતીની કસોટી.

**પ્રવેશ ૬ ઠો—શૈલરાજનો આવાસ**—ખુશામતી અને હાજીહાનો ભકત ચંદન નંદન હાજીહાનો પાઠ નવેસરથી તૈયાર કરે છે. ત્યાર પછી શૈલરાજ આવી ન્યાયાસનપર બે વીલક્ષણ ન્યાય આપી પોતાની મુર્ખતાનું પ્રદર્શન કરી બતાવે છે. વિધવાઓને પુન

સંગન કરવાની છુટ આપવાની ખુશાલીમાં વારાંગનાનો નાચ ગાયનનો જલસો અને ગપેડાની નાચ કુદ.

**પ્રવેશ ૭ મો—ચૈદ્યનગરનું કારાગૃહ—**બંદિની દમયંતી કારાગૃહમાં ત્યાં યક્ષના સ્વરૂપમાં કલિનું પ્રગટ થવું અને દમયંતીના પ્રેમની તેણે કરેલી યાચના. પોતાના સતીત્વના પ્રભાવથી દમયંતી કલિને ઓળખે છે; કલિની બળાત્કાર માટેની તૈયારી અને સતી દમયંતીના શ્રાપથી તેનું બળવા માંડવું. સુબાહુને ત્યાં ઉતરેલ રાજા ભીમકના પુરોહીત સુદેવનું ત્યાં આગમન—સુદેવ દમયંતીને ઓળખે છે. સતીનો સંકટમાંથી ઉદ્ધાર. (ટેબ્લો)

## અંક ૩ જો

**સુચના—**બીજા અંકની સમાપ્તિ પછી દમયંતી પોતાના પિતા રાજા ભીમકને ત્યાં જઇ પોતાના બાળકો સાથે રહી હતી અને તેણે નળના શોધ માટે સુદેવ તથા પર્ણાદ નામના બે બ્રાહ્મણોને નાના દેશમાં ભ્રમણ કરવા માટે એક સમષ્યા આપીને મોકલ્યા હતા. અને ઋતુપર્ણના નવીન સારથી બાહુકે તે સમષ્યાની પુર્તી કરી હતી. આથી શંકા પડતી દમયંતીએ પોતાના બીજી વારના સ્વયંવરની અફવા ફેલાવી હતી અને તેથી દમયંતીને વરવાની આશાથી રાજા ઋતુપર્ણ નળની અશ્વવિદ્યાના પ્રતાપે અલ્પ સમય હોવા છતાં પણ કુંડિનપુરમાં આવી પહોચ્યો હતો. આટલી ઘટનાએ બની ગયેલી છે અને એ ઘટનાઓનો કલિના મુખથી ઉલ્લેખ ત્રીજા અંકના પ્રથમ પ્રવેશમાં કરાવ્યો છે. આ ઘટનાઓ નાટકમાં પ્રત્યક્ષ બતાવી નથી.

**પ્રવેશ ૧ લો—કલિની ગુફા**—કર્કોટક નાગના નળને ચએલા દંશથી બળેલો અને રૂતુપર્ણ રાજાએ નળને દ્યુતવિદ્યા શીખવવાથી નળના શરીરમાંથી નીકળેલો તેમજ દમયંતીના શાપથી અર્ધદગ્ધ થએલો કલિ પોતાના પ્રપંચોની નિષ્ફળતા માટે અત્યંત શોક કરે છે એટલામાં કામદેવ, રતિદેવી, માયા તથા મદીરા હવે તેને એક દુષ્ટ પ્રયત્ન છોડી દેવા સમજાવે છે, પણ દુષ્ટ કલિ તે યોગ્ય ઉપદેશને ન માનતા દમયંતીના બીજીવારના સ્વયંવરમાં જવાને અને ત્યાં નવીન છળ પ્રપંચના જાળને વિસ્તારવાના ઉદ્દેશથી ત્યાંથી પ્રયાણ કરે છે.

**પ્રવેશ ૨ જો—કુંડિનપુરમાં હયશાળા**—દમયંતી તથા બૃહત્સેના બાહુકના ચમત્કારોની પરીક્ષા માટે આવે છે અને તેના જળ તથા અગ્નિને સાધન વિના પ્રકટ કરવાના તથા નમ્યા વિના નિચા બારણામાં પ્રવેશ કરવા આદિના ચમત્કારોને જોઇ દમયંતીને તે નળ હોવાની શંકા થાય છે, પણ તેના ફેરવાયલા સ્વરૂપને જોતાં તેનું મન તેને નળ તરીકે બોલાવતાં અચકાય છે. છેવટે કદાચીત એ સારથીને નળના સમાગમથી આ ચમત્કારો પ્રાપ્ત થયા હશે એમ ધારી દમયંતી બાહુકને નળના સમાચાર પુછે છે, નળના કેટલાક પ્રશ્નોના દમયંતી મુખથી સંતોષકારક ઉત્તરો મળતાં બાહુક કર્કોટકે આપેલા વસ્ત્રના પ્રતાપે મુળ રૂપમાં કલિનું ત્યાં આવવું ને તેનો પશ્ચાતાપ, વિયોગી દમયંતીનો સંયોગ અને આનંદ, ત્યારપછી દમયંતીના માતાપીતા તથા ઈન્દ્રસેન અને ઇન્દ્રસેના આદિનું આગમન, છેવટે નળના પુનઃ પુષ્કર સાથે દ્યુત રમવાનો અને જો તે દુતના આમંત્રણને ન સ્વીકારે તો તેની સાથે યુદ્ધ કરીને પણ વંશપરંપરાના પોતાના રાજ્યને મેળવવાનો નિશ્ચય.

**પ્રવેશ ૩જો—પુષ્કરનો આવાસ—**વૈજયંતી સાથે પોતાના રાજ્યાભિષેકના તૃતીય વાર્ષિકોત્સવના દિવસે આનંદવાર્તા કરતા પુષ્કર પાસે શૈલરાજ આવી નળની દ્યુત માટેની નિમંત્રણ પત્રિકા આપે છે. વૈજયંતીના ના છતાં પોતાની કપટકલામાં પોતાનો દૃઢ વિશ્વાસ હોવાથી દમયંતીને જીતવાની આશાથી પુષ્કર નળના તે આમંત્રણને સ્વીકારે છે પુષ્કરની દુષ્ટ વાસના.

**પ્રવેશ ૪થો—શૈલરાજનો આવાસ—**પુષ્કર દ્યુતમાં અવશ્ય જીતશે અને તેથી પોતાને દમયંતી સાથે વાતનો પ્રસંગ મળતાં નવી રીતે પ્રકાશમાં આવી શકાશે એવી આશાથી શૈલરાજ હવામાં કિલ્લા બાંધે છે. ચંદન તથા નંદનને પોતાના વરઘોડાની તૈયારી માટે તેની આજ્ઞા અને પ્રયાણ.

**પ્રવેશ ૫મો—નૈષધ રાજસભા—**દ્યુતની તૈયારી, પુષ્કર તથા વૈજયંતીના આગમન પછી નળનું દમયંતી, બે બાળકો, વિશાલાક્ષી, સુનંદા, બૃહત્સેના તથા વાર્ષ્ણેય આદિ પોતાના આપ્તજનો સાથે આવવું, જુગારના પહેલાજ દાવની પુષ્કરની હાર અને નળને પાછો મળેલો રાજ્યનો અધિકાર, પુષ્કરે કલિની પ્રેરણાથી અપરાધ કરેલો હોવાથી તેને તેના અપરાધની ક્ષમા અને તેના ભુમી ભાગનો તેને સોંપાયલો અધિકાર. નળનો પુનઃરાજ્યાભિષેક અને ભારત વાક્ય સાથે આનંદમાં નાટકની સમાપ્તિ.

# નાટકનાં પાત્રો.



## પુરૂષ પાત્રો.

**નળ**—નિષેધ દેશનો પુણ્યશ્લોક રાજા, દેવી દમયંતીનો પતિ.

**ઇન્દ્રસેન**—રાજા નળનો રાજકુમાર.

**કલિ**—ચતુર્થ યુગ, રાજા નળ તથા દેવી દમયંતીનો શત્રુ.

**પુષ્કર**—રાજા નળનો પિત્રાઇ અને કલિની સહાયતાથી ત્રણ વર્ષ પર્યંત નિષધ દેશનો રાજા, વૈજયંતીનો પતિ.

**શૈલરાજ**—એક માંડલિક, વૈજયંતીનો ભાઇ અને પુષ્કરનો શાળો.

**ઋતુપર્ણ**—અયોધ્યાનો ભુપાળ.

**સુબાહુ**—ચેદિ દેશનો રાજા, દમયંતીનો માસો.

**ભીમક**—વિદર્ભ દેશનો રાજા, દમયંતીનો પિતા.

**ચંદન**
**નંદન** }—શૈલરાજના બે ખુશામદી મિત્રો.

**કામદેવ**—પ્રેમવિકારને ઉત્પન્ન કરનાર વિભુતિ. કલિનો સહાયક, કર્કોટક નાગ-સાથે પ્રધાન, સેનાપતિ, દુત, સભાસદો, ગવૈયા, વાણિઆ, પ્રતિહાર અને નાગરિક વાર્ષ્ણેય સારથી ઇત્યાદિ.

# સ્ત્રી પાત્રો.

**દમયંતી**—વિદર્ભ દેશના રાજા ભીમકની પુત્રી વૈદરભી તથા ભૈમી આદી નામોથી ઓળખાતી દૈવી કન્યા, રાજા નળની પત્ની.

**ઇન્દ્રસેના**—તેની કન્યા.

**બૃહત્સેના**—દમયંતીની વિશ્વાસપાત્ર દાસી.

**વિશાલાક્ષી**—રાજા સુબાહુની પત્ની, દમયંતીની માસી.

**સનંદા**—રાજા સુબાહુ તથા વિશાલાક્ષીની પુત્રી.

**રતીદેવી**—કામદેવની સ્ત્રી.

**વૈજયંતી**—માંડલીક શૈલરાજની ભગીની પુષ્કરની પત્ની, દાસીઓ, સખીઓ, અપ્સરાઓ, વારાંગનાઓ, માયા, મદીરા અને જલદેવી ઇત્યાદી.

**સ્થળ**—નિષેધ દેશ, વિદર્ભ દેશ ચૈદ્યનગર અને અરણ્ય આદિ.

# દેવી દમયંતી.

## પ્રાર્થના.

નાન્દી—

કલ્યાણી તું જય કર વાણી દેજે !
સુખદ નિજ વર. કલ્યાણી૦
અશરણ શરણ ભયહરી દઇ,
શમદમ પ્રભુતિ ગુણ,
મન મહિં ક્ષર અધિહર રતિધર. કલ્યાણી૦

રતિ માયા મદિરા— ૧

સર્વ સંસાર મદન આધીન
શ્રુતિ જ્ઞાન વિસ્તારક બ્રહ્મ થઇ ધર્મથી હીન;
થયા પિતાનો ધર્મ ભુલીને નિજ દુહિતામાં લીન.—સ૦
મહાદેવ સ્મર સંહારક પણ થય મદનથી હીન;
ભિલ્લ ભામિનીમાં ભરમાયા ભાસ્યાં રૂપ નવીન.— સ૦
કેક સાધુએ કામ ભક્ત થઇ ત્યાગ્યાં નિજ કૌપીન,
ઇન્દ્ર ચન્દ્ર ભુલ્યા તો બીજા ક્યમ ન ચળે મનમીન.—સ૦

પુષ્કર— ૨

મનોહારી ભારી ભવ્ય રચના,
ધારી સારી વિલાસતી સૃષ્ટિ. વી૦
શ્રમ મારી દે વિશ્રામ—
વૃક્ષલતા પુષ્પે નતા આ
શોભે સુંદરતાથી વસંત યોગે,
યોગ ભજન યોગ્ય ધામ. મનોહારી૦

વૈજયંતી— ૩

આ વસંત વ્હેલો આવ્યો મદે ભરેલો,
આવ્યો મદે ભરેલો રતિરંગ રાગરેલો. આ વસંત૦
રાજા વસંત સર્વ ઋતુનો કહેલો છે,
ચલાવે એ સત્તા અપાર—
ભરી હૃદયે વિકાર ચહે વનિતા વિહાર,
કામનો વિલાસ રાસ.
પ્રણય રમણુ દે ઉલ્લાસ— આ વસંત૦

સખીઓ— ૪

લુંટી લાવણ્ય તારૂં લલના વસંત આ વિકાસે,
વસંત આ વિકાસે વસંત હા વિકાસે;
તવ મુખ લઇ ચંદ્રરાજ ગગનમાં કરે વિલાસ,
કોકિલા તવ કંઠમાંથી પંચમ સ્વર હરતી ખાસ;
સરલ બાહુની છટા મૃણાલમાં પ્રકાશે. લુંટી૦

સુંદર પ્રેમદા શરીર કુસુમા શુદ્ધ કનકદંડ,
પુષ્ટ વૃક્ષ આમ્રફળો રસથી છલકે અખંડ,
પુષ્પ હે સુગંધ સખી શ્વાસના સુવાસે. લુંટી૦

વૈજયંતી— ૫

ધર્મ બંધને મન દૃઢ રાખી ધૈર્ય ન પરહરિયે,
નીતિને સદૈવ આચરીયે. ધર્મ૦
નહી આમ્રફળો ઉતાવળથી પાકે.
બહુ દોડનાર જન ઝટપટરે થાકે;
નિજ શિષ્ટ જનોની અનુમતિથી,
સંસાર ભાર ધરિયે— ધર્મ૦

રતિદેવી-માયા-મદિરા— ૬

કલિ માનવની ધર્મ બુદ્ધિ પલટાવે,
મતિ ભુલાવે ભરમાવે.
શુદ્ધિ બુદ્ધિ ઉડી જતી થતાં કલી સંચાર,
અધર્મનો અધિકારને અનીતિનો વીસ્તાર;
અન્યાયો અતિ એથી થતાં,
ભવમાં છતાં નયનીલતા સુકી જતાં;
પરિણામ ન શુભ આવે. કલિ૦
સેવક કલિના થાય તે છેવટ નરકે જાય,
જણાય રોટી શ્વાનને નહી સોટી દેખાય;

ચાંદરણી એ દિન ચારની
સુખ સારની સંસારની રતિમાંરની,

મેહરાજ— ૭

હું કુલીન શુરો પંડિત પુરો ચક્રવર્તીનો સાળો.
થઉ સાળો થઉ સાળો.
છો વદને કાળો પદવી વાળો મનાય છે રૂપાળો.
રૂપાળો રૂપાળો.
બસ પળમાં મ્હોંશે લલના જોશે જ્યારે આ લટકાળો.
લટકાળો લટકાળો.
ખર ખચ્ચર પાળું, ભવ અજવાળું ચાલુ નવ યૈં પ.ળો.
હું પાળો હું પાળો.
હું પ્રકાશ પાસું, તન મન વાસુ, મર્દ ખરો મુછાળો.
મુછાળો મુછાળો.
પદવીને પૈસો કરશે કૈશો, થાશે બહુ ગોટાળો,
ગોટાળો ગોટાળો.

અપ્સરાઓ— ૮

મપસા નીપ મપની મપની ગમ પરેસા,
મગરેસા ગરેસા અરેસા નીસા— મપસા૦
મપ નીપ મપ નીપ સારે નીસા,
મપ નીપ મપ ગરે રેસાની પમ ગમ પરે ગસા.–મપસા.

ગાદી ગીઠનગ તાગધીર ગીડનગ તાધીટધા;
ધીર કીટતક તીર કીટતક ધીરકટ તકધા (૩).
ગરેસા મરેસા નીપ સાનીપ મપ ગમપ ગમપ,
ગરેસા મગરેસાની પમ ગરેસા.
ધીગ તીગ થૈ તીગ ધેત્તા ( ૨ )
તીગ ( ૮ ) તીગ ધેતા તીગ ( ૮ ) તીગથૈ.
તહધા કડાનધા ( ૩ ),
સાર્ગમપ મગરેસા.

વૈજયંતી— ૯

અલબેલાની કેવી નજર લાગી,
નજર લાગી રે નજર લાગી પ્રેમજ્યોત જાગી.—અલ૦
આ યૌવને તો ખાનપાનને હરામ કરી,
મદન વિલાસની છે હાયરે ગુલામ કરી,
પ્રજાળી પ્રેમના આ પાવકે તમામ કરી,
વિયોગે પ્રેમીના મારી મરણનું નામ કરી,
વાગી આ કારી વ્હાલાં વિરહ કટારી વ્હાલા,
શાને વિસારી વ્હાલા આવો હું વારી વ્હાલા,
જાઉં બલિહારી બલિહારી નજર લાગી. અલ૦

વૈજયંતી-પુષ્કર— ૧૦

હે કાન્ત કળાધર મારા સ્વીકારો રજની દારા,
નિજ પ્રભા ભરીને ક્રાંત હરીને;

મિલન કરીને વર્ષાવો અમિરસ ધારા.
તું જીવન સખી મમ સજની હું કેમ તને કહું રજની,
તું ઉષા સુનારી નિશિતમ હારી;
મનમુદકારી નભે ચમકતી તારા. સ્વી૦
સેવા કરી રતિ રાખું,
પ્રાણેશ્વરી કરી રાખુ;
આ શરણ કિંકરી રમણુ શ્રી હરી,
કર્ણું કર ધરી થાજો નોકા તારા. સ્વીકારો૦

નંદન-ચંદન— ૧૧

આવા ઘેલા હૈયાના કંઇ પુરેલા,
અવનીમાં અંધારે છુપાયા છે,
કાયા નરની બુદ્ધી ખરની બ્રમની છાંટ થકી છાંટેલા.—
પડે તોયે કહે બુમિ માપતા,
મુર્ખા મમ્મત ન કાપતા; ( હા હા હા હા હા )
છાપ સુલટાનો ઉલ્ટોજ છાપતા,
ભેદો વર્ણી વિવાહમાં ન માનતા,
ખરે માનો છે, અક્કલના નાણાં ખુટેલા. આવા.

## દમયંતી તથા છોકરાઓ-૧૨

અરેરે આવ્યો કુડો કાળ મારાં વ્હાલાં બાલુડાં,
વસજો આનંદે મોસાળ મારાં વ્હાલાં બાલુડાં.

છાતી સરસા ચાંપીને આમ દેશે દાદા દાદી વિશ્રામ,
કરશે મામા મામી વ્હાલ.—મારાં૦
સગાં ભલે સૌ હોય ભવે, પણ માતા નહીં મળશે,
કયાંય પણ માતા નહીં મળશે,
મધુર મીઠડું ચુંબન માનું,
પળપળ સાંભળશે, માતની ગોદ વીસરશે; અરેરે.
શીત છાંયડી માત તરુની ટળતાં ટળવળશે.
બાળ પંખીડા ટળવળશે.
વિયોગ દાવા નળથી માતાં, હૃદય સદા બળશે.
બાળનાં હૃદય સદા બળશે. અરેરે.

---

## અંક ૨ જો.

---

નળ— ૧૩

પ્રિયે હું જાઉં છું સોંપી તને પરમેશના હાથેં;
પીયરમાં જઇ સુખી થાજે વસી સંતાન સંગાથે.
સુખી કરશે અને તારી સદા વિભુ તારશે નૌકા,
ભવો દધિમાં સદા જે કર્ણ ધારક સમ રહે સાથે,
જતો નળ ત્યાગિને આધાર જગદાધાર તારો છે,
સતીનો તે સહાયક છે વરદ કર રાખશે માથે.

વૈજયંતી— ૧૪

એ રસીલાની રતીએ કંઈ અજબ જાદુ કરેલો છે,
મદનનો ગર્વ હરવાને એ છબીલો અવતરેલો છે,
હરે છે ચિત્ત દર્શનથી હરે છે સ્પર્શથી લજ્જા,
સુધાનો સ્વાદ ચુંબનમાં મધુર મીઠો ભરેલો છે.—
ન છુટે ધ્યાન પ્રતિમાનું સ્મરણમાં ઈશ ના આવે,
હૃદયમાં ઘર કરી એવો વિલાસી એ વસેલો છે.—
પધારો રાજ થાકી આંખડી આ વાટડી જોતી,
વીરહની વેદના ટાળો મદન મદથી છકેલો છે.—

વૈજયંતી-સખીઓ— ૧૫

અંગ અંગે અનંગે વિકાસિ અંગના,
ભાવો બતાવે વિલાસ રંગનાં અંગ૦
મંદ મંદ ચાલે ચાલ ચપળા લજાય છે;
પ્રેમપાશ ધારી નાથ નિલયે જવાય છે;
રમણી નવોઢા બનાવો ન જાઓ, જાઓ,
માંડી વિનોદો વિના પ્રસંગના, અંગ૦
પ્રેમ કોપ કાન્તા આ કાન્તને બતાવજે,
નેત્ર બાણુ મારી કામ જંગે હરાવજે;
હારી લવારીથી લલના લજાઓ;
મારી જાણે બલા શા પ્રકાર જંગના. અંગ૦

પુષ્કર— ૧૬

રામા સુરા ધારી, પીતાં પ્રેમે હૈ માત મારી.
માયા વિકારી ભામક ભારી—
રૂપ કૃપાણે હણતી નરને,
ચારૂ ચેષ્ટા જીવન હારી—રામા૦

વૈજયંતી-પુષ્કર— ૧૭

ભલે આવો પધારો મોંઘેરા મેહમાન,
પ્રીતીનાં ભોજન જમાડીએ,
કરી અંતરની ખુલ્લી આ હાટડી,
નાથ! પાથરીશું હૈયાની પાટડી;
જોઉં જમણાની જુગતીથી વાટડી,
અમે આરાં કરીને તમારાં સન્માન. પ્રીતીનાં૦
પરી રંભાનો પાક બહુ રસાળ છે,
કેળી ચુરમાનો સ્વાદ રસ વિશાળ છે;
ત્રસ થઇશું યજમાન જો કૃપાળ છે,
કાન્ત ચુંબન સુધાનું કરાવીને પાન. પ્રીતીનાં૦

દમયંતી— ૧૮

પ્રાણ રે નળ ક્યાં ગયા ?
પ્રાણ વ્યાકુળ આ થયા. પ્રાણ૦

ત્યાગિ દાસ દીન વિકાળ;
હૃદય ના દયા ધરી,
સુખ બતાવિ વિમળનાથ;
લ્યો ઉગારિ ફિકરી,
દૂર દાસીથી કાં થયા. પ્રાણુ૦

સુનંદા— ૧૯

નહિ ચિંતા કર સખિરે,
સઘળા શોક શમી જાશે;
દુઃખની નિશા ક્ષીણુ થાશે,
સુખનો દિન મણિ દેખાશે. સઘળા.
કૃષ્ણુ પક્ષમાં ક્ષીણુ નિશા કર થાય,
શુકલ પક્ષમાં પ્રકાશતો દેખાય;
અસ્તોદયનો એ ન્યાય. સઘળા.

નળરાજ— ૨૦

શા રંગ વિચિત્ર બતાવે રે વૈરી વિધાતા,
ભવ અટવીમાં અથડાવે રે વૈરી વિધાતા;
સહુ સુખની પાછળ લાગે નહિ દુઃખ કોઇ પણુ માગે,
તો પણુ દુઃખ ઠોકર વાગે રે વૈરી વિધાતા.
મતિમંદ પ્રથમ થઇ મારી નળ થયો કનિષ્ટ જુગારી,
પસ્તાય રાજ્યને હારી રે વૈરી વિધાતા,

ત્યાગી દમયંતી જાયા, વિદ્રૂપ થઇ આ કાયા,
સારથી થયો શી માયા રે વૈરી વિધાતા.
સુરનાથ શાપ સંયોગી દેખાય ચંદ્ર ક્ષય રોગી;
નરદેવ સર્વ દુઃખ ભોગી રે વૈર વિધાતા.

**સુનંદા—** ૨૧

મોહનવર મળવા આતુર મનડું ધીરજ જરી નવ ધારે;
મુગ્ધાના કોમળ કાળજડામાં બાણ રતી પતિ મારે.
બાલ્ય કાળના ભાવ ગયા સહુ,
રાચે મન રતી રાગ વિકારે,
મદન પીડિતા વ્યાકુળ યુવતી,
કાન્ત વીના બળતી અંગારે. ધીરજ૦
જાય બદલતા પાસા રજની.
નેત્રે નહિ નિદ્રાજ લગારે;
શયન જાગરણ સમાન શતાં,
રાત દિવસ સરખાં છે મારે. ધીરજ૦

**દમયંતી—** ૨૨

ધમ સદા પાપને વિદારશે અબળા ઉગારશે;
પાર પ્રભુ મારો ઉગારશે તરણીને તારશે.
તોળી તુલામાં વિભુ ન્યાય દેશે, નહીં પક્ષ કોઇનો ધારી;
પાપીને શીક્ષા ને ધર્મિને મુક્તિની ભિક્ષા દે બંધો નિવારી,
લેખ મિથ્યા લલાટના નહીં થશે નહીં થશે.—ધર્મ૦

વારાંગના— ૨૩

તેર લીયે શેજરિયાં સજાયે રખુંગી સૈંયા તેર લિયે.
ચુન ચુન કલીયાં ખાસી મરવા મખાઉં સૈંયાં.
ડારૈ ગર બૈયાં મય પિલાયે રખુંગી સૈંયા તેર લિયે,
બુતાને સંગ દીલ ઉજડી હુઇ મઝલમેં રહેતે હયેં.
જીસે બરબાદ કરતે હયે ઉસીકે દીલમેં રહેતે હયેં,
બિરહારી મારી નાર દિલમેં છુપાવું સૈંયાં;
આંખોંમેં અપની મેં બિઠાયે રખુંગી સૈંયાં તેર લીયે.

## અંક ત્રીજો.

નળ— ૨૪

પ્રમદા સુભગા સતી,
પતિમાં મતિ પતિમાં રતિ;
તારિણી ધર્મની મુક્તિ સુખકર પ્રમદા૦
ક્ષમા યાચું અપરાધની,
હતી એ સહુ કૃતિ કલિ બાધની;
સ્પર્શ કલિનો વિગત આજ;
મિલન વિભુની ગતિ. પ્રમદા૦

નળ, દમયંતી— ૨૫

તન મન પરિશ્રમ હરવા વ્હાલે,
રમણુ પ્રિયે પોઢો સુખપાલે,
ચાંપુ ચરણુ તરણુ તારણુ પતિ કોમલ આ કરથી,
વાયુ ઢેળું વીજનથી શીતલ શીતલતા આલે—રમણુ૦
સતી દેવી દમયંતી દારા મળી ભાગ્ય બળથી,
આવી અબળાને પતી ભવમાં સુખી સદા કાળે—રમણુ૦

વૈજયંતી, દાસીઓ— ૨૬

હે ભુપતિ ધર્મ વિહારી,
હયો જય માળા આધારી;
હો અવિચળ સત્તા નિત સુખકારી ભુપતિ૦
સુમન સુરભિ સમ કીર્તિ વિકાસો,
રવિ પ્રતિભા સમ તેજ પ્રકાશો;
કરજે સન્યાસથી રાજન,
નિજ રૈયતનું પાલન રતિ ધારી; ભુપતિ૦
જલ સરસિજ સમ અલિપ્ત પાપે,
ખલ અરિ જન મન ભયથી વ્યાપે,
થાજે કલ્યાણુના ભાજન,
નૃપ નૈષધના પુષ્કર મતિ ધારી.

પુષ્કર— ૨૭

હુ છળથી પાસા ઢાળિને;
વિકટ કપટથી નળને જીતુ. છળથી૦

વિજય પુરૂષનો કપટ થકી;
કપટના પટની રચના રચવી,
ભૈમિ થાય હાસી આજ મારી. છળથી૦

શૈલ-ચંદન-નંદન— ૨૮

લાવો ખાસ લાવો નાજુકડો ગધેડો
હાજી જી હાજી સરદાર હાજી હા
કાળા ચોકાળો ઓઢાડી સજાવો.—લાવો૦
ડોકે પહેરાવો લોઢાની સાંકળી
ગુણોની ગાદલી રંગાવો વાદળી
લાંબા કાનો નભે પહોંચી જાય
તેને કહેજો કે ગર્દભજી બેસુરથી બોતાલા ગાઓ.—લાવો૦

સર્વ પાત્રો (ભારત વાક્ય)—૨૯

આજો વર્ષા ભલી ભાતે આ દેસે ઉભરાવજો,
ધન્ય ધાન્યો સરસ ભરતભુમિ થાજો,
જનતા સંપ સરિતા, અતિ રતિ જલથી છલકાજો-થાજો.
દંપતી રેજો નિતી ધર્મે શર્મે મતિથી,
નિત ભજો વિભુને સ્નેહે ધન તન મન ધન અર્પીને,
સુખમાં દુઃખમાં સમતા ધરિને,
જય ધામ વિશે સૌ જાજો.

**સમાપ્ત.**

# જાહેર ખબર.

નીચે લખેલા પુસ્તકો શ્રી આર્ય નાટ્ય સમાજનો મુ હોય ત્યાંથી મળશે. માટે જેઓ સાહેબને જોઈતાં હોય રોકડી કીંમતથી મંગાવી લેવાં વી૦ પી૦ થી મોકલવામાં નહીં. નોટપેડ કાગળ રાખવામાં આવશે નહીં. રૂ. આ.

| | | |
|---|---|---|
| ૧ ખોવુતો કાગળ | (આવૃત્તિ છઠ્ઠી) | ૦—૩ |
| ૨ જાલીમ ઝુલીઆ | ( ,, ચોથી) | ૦—૩ |
| ૩ સિદ્ધાર્થ બુદ્ધ | ( ,, પહેલી) | ૦—૬ |
| ૪ દગાબાજ દુનીયા | ( ,, ત્રીજી) | ૦ ૩ |
| ૫ ચાલુ જમાનો | ( ,, ચોથી) | ૦—૩ |
| ૬ ધર્મનીષ્ટ મયુરધ્વજ | ,, પહેલી) | ૦—૬ |
| ૭ આર્ય વિજય | ( ,, ,, ) | ૦— |
| ૮ અમર યોગીન્દ્ર | ( ,, ,, ) | ૦—૬ |
| ૯ હીર્સ | ( ,, ,, ) | ૦—૩—૦ |
| પ્રેમીકા | (ભાષણ સહીત) | ૦—૮—૦ |
| ડનો ફરજ | ( ,, ,, ) | ૦—૮—૦ |
| મલતા | ( ,, ,, ) | ૦—૮—૦ |
| સત્યવાદી હરીશ્ચંદ્ર | ( ,, ,, ) | ૦—૮—૦ |
| સ્વતીચંદ્ર | (આવૃત્તિ પહેલી) | ૦—૩—૦ |
| સતી દ્રૌપદી | ( ,, ,, ) | ૦—૩—૦ |
| સતી વત્સલા | ( ,, ,, ) | ૦...૩—૦ |
| દમયંતી | ( ,, છઠ્ઠી ) | ૦—૩—૦ |

કેશવલાલ ગોકળદાસ પરીખ.
માલેક:—શ્રી આર્ય નાટ્ય સમાજ.